(old)

# હીંદુઓમાં, તેરમા-સીમંતની નજમણવારો સંબંધી

## આ ભાષણ ૧૦૨૯

અત્રેનાં મોટા મંદીરમાં, સંવત ૧૯૩૪નાં
કારતેગ વદ ૬ ને દીવસે, કડીબંધા
વાણીઆઓનાં મળેલા

**મહાજન આગળ**

રંગીલદાસ હુરકીશનદાસે
વાંચી સંભળાવ્યું હતું.



**સુરત મધે**

ખજાનાની સામે અબદુલા બેગની હવેલીમાં વિક-
ટારિઆ પ્રેસમાં મંછારામ ઘેલાભાઈએ છાપ્યું.

સન ૧૮૭૮—સંવત ૧૯૩૪.

કીમત બે આના.

હાં કુ

# તેરમા-સીમંતની
# જમણુ રે સંબંધી
# આ ભાષણ

(૦।૮)

અત્રેનાં મોટા મંદીરમાં, સંવત ૧૯૩૪નાં
કારતેગ વદ ૬ ને દીવસે, કંઠીબંધા
વાણીઆઓનાં મળેલા
**મહાજન આગળ**

ફ્રંગીલદાસ હુરકીશનદાસે
વાંચી સંભળાવ્યું હતું.



**સુરત મધે**
કીલાની સામે અબદુલ્લા બેગની હવેલી વિક-
ટોરિઆ પ્રેસમાં મંછારામ ઘેલાભાઇએ છાપ્યું.
સન ૧૮૭૮—સંવત ૧૯૩૪.

# પ્રસ્તાવના.

આ ભાષણ કરવાનું આદ્ય કારણ એ હતું કે ગયે સાલ વખતસર વરસાદની તાંણ પડવાથી, તથા તેથી દુકાળની ધાસ્તી લાગવાથી, અનાજ વગેરેનાં બજારોમાં ભારે ઉડાઉડ ચાલી. આ ઉપરથી અત્રેનાં મ્હાજનવાળાઓએ, હીંદુઓમાં ચાલતી જમણવારો તે વરસની આખર સુધી બીલકુલ બંધ રાખવાનો ઠરાવ કીધો, જે, લોકોની તરફથી ઉપલી મુદત સુધી, કબુલ રાખવામાં આવ્યો. પણ પાછળથી લોકોએ, ઉપલી ધાસ્તીથી જરા મોકળા થયેલા ધારી, પાછી તેઓની જમણવારો જારી કીધી. આમ થવાથી લોકોની સ્થીતી ઉપર વીચાર કરી, આ શેહેરનાં હજારો લોકોની ઉપલી જમણવારોથી થતી પાયમાલીનો અટકાવ કરવાની રૂડી ધારણાંથી, ઉપલા મ્હાજનમાનાં કેટલાક સદ્ગ્રહસ્થોએ તથા અત્રેનાં મોટા મંદીરનાં મ્હારાજ ગોસ્વામી શ્રી મધનલાલજીએ લગ્ન શીવાયની સીમંન્ત તથા તેરમાની જમણવારો બીલકુલ બંધ કરવાનો વીચાર કરી, ચાલતા સાલનાં કારતેગ માસની સુદ ૬ ને દીવસે, કંઠીબંધા વાણીઆ સમસ્તનું મ્હાજન મેળવી તેઓની આગળ પોતાનો ઉપલો વીચાર જણાવ્યો, પણ એ વીશે કેટલીક ન્યાતોનાં આગેવાનોએ પોતાની ન્યાતોમાં પુછી જવાબ દેવાનો ઠરાવ કરાવ્યો, અને તે મુજબ એજ માસની વદ ૬ ને દીવશે ફરીને મ્હાજન મળનાર હતું.

આ કામમાં અત્યાર સુધી મારી તરફથી ખુલ્લી રીતે કાંઇ પણ ભાગ લેવામાં આવ્યો નહીં હતો, પણ રખેને ઉપર જણાવેલા ભલું ઇચ્છનારા સદ્ગ્રહસ્થ સાહેબોનો વીચાર રદ જાય અને તેવામાં આ કામમાં એક બે મારા હેતસીઆ મીત્રોની તરફથી ભલામણ થવાથી, ઉપર જણાવેલે દીવશે મળનાર મ્હાજનમાં જઇ, મજકુર

બાબતને લગતું એક ભાષણ વાંચી સંભળાવવું એવા વીચારથી, આ પ્રમાણેનું એક ટુંક ભાષણ તૈયાર કરી, આ કામમાં એક આગેવાની ધરાવનાર મીત્રની સાથે, ત્યાંના આમંત્રણ ઉપરથી, ઉપર જણાવેલા મોટા મંદીર મધે મળેલા મ્હાજનમાં ગયો. કેટલીકવારે સંધા સાહેબો મળવા પછી, ઉપલી જમણવારેની બાબતની તકરાર ચાલવા માંડી અને કેટલીકવાર સુધી તેમાં કાંઇ પણ ભાગ ન લેતાં, ઉપર મુજબની તકરારથી કાંઇ પણ સારૂં પરીણામ નીપજે તેની આશા ન લાગવાથી, એક વાર એવો પણ વીચાર કીધો, કે અહીંથી મુંગે મોડે રુકશત લેવી, પણ જે મીત્રની સાથે હું ત્યાં ગયો હતો, તેની તરફથી મને રોકવા ઉપરથી, મને જરા થોભવાની જરૂર પડી, તોપણ કાંઇ રંગ બદલાયલો નજર આવ્યો નહીં તેથી મારા મનમાં જોશ ઉત્પન્ન થયો અને તેથી એકદમ ઉઠી, ત્યાં બીરાજેલા મહારાજ (જે આ કામમાં ઘણી હોંસ બતાવતા હતા તથા લોકોને સારી સમજુતી આપતા હતા) તથા ત્યાં મળેલા સર્વે સાહેબો આગળ એ પ્રસંગને લગતું થોડુંક બોલી, તેઓની આજ્ઞા એક ભાષણ વાંચી સંભળાવવાની રજા માંગી જે તેઓએ ઘણી ખુશીની સાથે આપી અને તેને એક વખાણવા લાયક ધીરજ અને એક ચીત્તે સાંભળી પોતાની પ્રસનતા બતાવી જેને માટે ઉપલા ગો. સ્વામીજીનો તથા ત્યાં મળેલા સંધા સાહેબોનો મોટો ઉપકાર માની, મારા વતની ભાઇઓનું મારા અંતઃકરણથી હીત ઇચ્છી, તથા મારા કેટલાક મીત્રોની ભલામણથી, આ એક, ઉતાવળથી, ટુંક, સાદુ, અને મારા સરખા કમ અનુભવીની તરફથી લખાયલું કેટલીક રીતે ખામી ભરેલું ભાષણ, છપાવી બાહાર પાડવાની હીંમત ધરી છે, જેમાંની ખામીઓ તરફ નહીં પણ તેમાંની હીતકારી મતલબો ઉપર ધ્યાન આપી, ઉમેદ છે કે હર એક

વાંચનારા સાહેબો, તે પાર પાડવાને પોતાનાં ખરા દીલથી બનતી મદત કરશે.

સુરત—નાણાવટ, તા॰
ડીસેંબર ૧૮૭૭.
} રંગીલદાસ હરકીસનદાસ.

તાજા કલમ.

વાંચનાર સાહેબો તમે જાણીને ખુશ થશો કે આ ભાષણ વંચાઇ રહયા પછી, થોડાકોની તરફથી કાંઇક જુજ તકરારો ચાલી, પણ તેઓના મનનું સમાધાન ત્યાં બીરાજેલા ચાલાક અને હોંસીલા મ્હારાજે કરી આપ્યાથી, સંધાઓએ એક દીલ થઇ, તેરમા ઉપર વરો નહીં કરવાનો તથા સીમંતની બાબતમાં ફકત પોતાનાં સગાંવાલાંજ જમાડવાનો ઠરાવ કીધો અને જો કોઈ ઉપલો ઠરાવ તોડે તો તેને માટે કોઇ બીજો ઠરાવ કરી, તે મ્હાજનની આગળ મેલવાને માટે તેમાનાં સતર ગ્રહસ્થોને મુકરર કરવામાં આવ્યા હતા.

રં—હ॰

# ભાષણ.

સદ ગ્રહસ્થ સાહેબો—

આપ સાહેબોએ જે કારણસર અત્રે એકઠા થવાની તસદી લીધી છે અને જે સંબંધી થોડીક સતરોમાં મારી નીચે મુજબની સુચના છે, તેને માટે મને ખાત્રી છે, કે જો તે એક લોક હીતકારી તરીકે ધ્યાન આપવા યોગ્ય ઠરે, તો તે ઉપર તમારૂં પુરતું ધ્યાન આપી તેને પાર પાડવાને ઘટતી મદત કર્યા વગર રેહેસો નહીં.

આ બાબત એવી છે કે જેણે, હાલ થોડાક માસ થયાં, આપણાં અત્રે બીરાજેલા મ્હારાજ ગો સ્વામી શ્રી મધનલાલજીનું, તથા આપણાં શેહેરનાં માહાજન મંડળમાનાં તથા ગુજરાત મીત્ર તથા દેશી મીત્રનાં અધીપતીઓ વીગેરે કેટલાક હોંસીલા, ચાલાક અને પરોપકારી સદ ગ્રહસ્થોનું, અચ્છું ધ્યાન ખેંચ્યું છે, અને તેને માટે જણાવવાને ખુશી ઉપજે છે કે, તેઓની આ એક ભલી અને લોક હીતકારી કોશીસમાં, નહીં ધરાય એટલે દરજે, તેઓની અત્યાર સુધીની પણ, એક અપુર્ણ કોશીસમાં ફતેહ પામ્યાં છે. પણ તેની સાથે બીજી તરફથી દલગીરી સાથે કેહેવાને જરૂર પડે છે કે, આ બાબતનું મુળ, પેલો આપણાં આખા દેશની ખરાબી ઉપર તલપી રેહેનાર મ્હા ભયંકર અને જોરાવર દુશમન દુકાળ હતો; પણ જેની દેહેશતથી હાલને સમે આપણે દુર થયેલા જોઇને પરમેશ્વરનો મોટો પાડ માનવો જોઇએ તથા ખરા દીલથી તેની પાસે માગવું જોઇએ કે ફરીને આવી ખફા દ્રષ્ટીથી તે ન જુવે. નહીં તો જે ખરાબીઓ, હાલ ચાલતી મ્હાભારત અને કમકમાટ ભરેલી લડાઇથી, સાંભળવામાં આવે છે, તે કરતાં પણ ઓર જાદે ખરાબીઓ આપણાં દેશને જોવી પડતે. પણ આફતનું વા-

દળ વીખરાઈ ગયું અને ઈશ્વર કૃપાથી, કેહેવત મુજબ, દુખમાંથી પણ સુખ ઉત્પન્ન થાય છે, તે જોવાની આપણી આગળ, તેની કેટલીક એંધાણીઓ દીસવા માંડે છે.

આ બાબત એવી છે કે, જેને અત્યાર સુધી ચાલુ રાખ્યાથી આપણાં એક કદીમ પણ ખુશનુમાં અને એક વખતે મોટા તવંગર ગણાતા શેહેરની, સોભા અને મોટાઈનો અંત આણનાર અને પાએમાલી કરનારા કારણોમાંનું એક કારણ થઈ પડ્યું છે, અને કેહેવાને અફશોશ લાગે છે કે જે શેહેર આજથી બસેં વર્ષ ઉપર આખા હીંદુસ્થાનનાં વેપારનું મુખ્ય મથક અને બંદર ગણાતું હતું, અને તે વખતમાં આખી દુનીયાની પીઠ ઉપરનું કોઈ પણ શેહેર, દોલતમાં તેની બરોબરી કરી ન શકતું અને જ્યાંના રેહેવાસીઓમાં સેંકડો માણસો ક્રોડપતીઓ મળી આવતા હતા, તથા જે શેહેરના બંદરમાં આવતા માલ ઉપરની જકાત તરીકે રૂ. ૩૦ લાખ તથા ટંકસાલની ઉપજનાં નફામાંથી રૂ. ૧૧ લાખ મળી, દર વરશે ૪૧ લાખ રૂપીઆ એક વખત દીલ્લીની બાદશાઈ તીજોરીમાં જતાં હતા, તે શેહેરની એટલી તો દુર દશા થઈ પડી છે કે, જેમાં હજાર પતીઓ પણ હાલમાં થોડા મળી આવે છે તથા તેની આગલી સોભાની સાથે સરખાવતાં કહીયે તો એક ગાંમડાનો દેખાવ આપે છે, તો તે શું આપણને થોડી દલગીરી ભરેલી વાત છે.

હવે તેના કારણો તરફ જોતાં, સાફ માલમ પડે છે કે કેટલાંક કારણોથી, અંગ્રેજોનો વેપાર તુટયો, લોકોમાં આગ્રહ અને ઉદયોગ ઘટયો, આળશ અને મોજશોખ વધી, અને તેની સાથે બીન જરૂરીયાતનાં લખલુટ ખરચો જારી રહયા. જેથી ઘણું કરીને, આ શેહેર તેની હાલની માઠી હાલતે પોહોંચ્યું અને તેમાં નવાઈ પણ નથી. કોઈ પણ એક મોટો વેપારી પોતાનાં ત્યાંનો વેપાર તુટયા પછી, તેની આવક કમી થયાં છતાં, ઉદયોગ છોડી, આળસ અને મોજશોખમાં પડે અને તેટલોજ મોટો ખરચ જારી

રાખે તો તે કેટલી મુદત સુધી ટકી શકસે. તેમજ આ શેહેરને થશું તેમાં તાજુબ જેવું નથી. હવે આવું સ્પષ્ટ રીતે જોવા છતાં આવી રીતે થતી ખરાબીઓ ક્યાં સુધી ચાલુ રાખવી ! શું હજી પણ આપણે હાલ કરતાં વધારે માઠી હાલતે પોંહોંચવા ચાહીએ છઇએ ? શું હજી પણ, આપણાં બીજી કોમોનાં વતની ભાઇઓની દયા ઉપજાવનારી હાલતથી, સદીસા ચેતી અને સીખામણ લઈ તેના ઇલાજો સોધવાની, આપણને જરૂર નથી ? અને જો જરૂર છે તો વખતસર અટકાવ કરવો જોઇએ અને એમ થાય તોજ તેનાં કડવા ફળોનો સ્વાદ ચાખવો નહીં પડે.

આ બાબત એવી છે કે, જેને હાલને સમે હાથમાંથી છોડી દેવાથી તેનાથી થતી ખરાબીઓનો અટકાવ કરવાને, ફરી એવો પ્રસંગ આવવો મુશકેલ છે અને કદાચ ફરીને એવો પ્રસંગ આવ્યો, તોપણ હાલ ચાલતી ખરાબીઓ ચાલુ રહયાથી, પાછળથી પસ્તાવાનાં કડવા ફળો જરૂર ચાખવા પડશે. અલબત્તા, હર એક પરોપકારી અને લોક હીતકારી કામોની શરૂઆત, મુશકેલી અને નાઉમેદીઓથી વીટલાએલી હોય છે, તોપણ એવાં કામોમાં છેવટ સુધી હોંસ અને આગ્રહ જારી રાખ્યાં તો ફતેહનો દરવાજો નજીક છે. એવાં કામોમાં તો મુશકેલી અને અટકાવો હોવાજ જોઇએ, પણ તેથી જો એક વખત હાર ખાઇ ઉંચા બેઠા તો તેથી ઓર વધારે ખરાબી ભરેલાં પરીણાંમો નીપજે છે, અને ગયેલી તક ફરી આવતી નથી એટલે પાછળથી પસ્તાવો થાય છે. માટે જે કામ આરંભ્યું તેને પુરૂં કરવાની જો હંમેસ ટેવ રાખી હોય તો, જશ અને ફતેહ આગળ છે, પણ પેહેલાથીજ તેઓની આશા રાખી શકાતી નથી. જે પ્રમાણે હર એક કામની અગત્યતા, તે પ્રમાણે તેમાં મુશકેલીઓ રહેલી છે, તોપણ જો એક વખત, હીંમત અને હોંસની મદદ લઇ તેને દુર કરવામાં આવી તો, પછી તે મુશકેલીનો અખરો અને ઉંચો પાહાડ ચહડતાં વાર લાગતી નથી.

હવે ટુંકમાં કેહેતાં, આ બાબત એ છે કે, જેને એક અનીતી ભરેલી—બીન જરૂરીઆતની—શરમ ભરેલી અને અઘટીત વરા કરવાની, એક પાયમાલી કરનાર હોંસ અને ઇરાદ કહીએ તો ચાલે; જે બાબત ઉપર આજે, હું થોડુંક વધારે બોલવાની રજા લઉં છઉં.

પેહેલી બાબત એ છે કે, આપણા લોકોમાં લાંબી મુદત થયાં, આપણાં વડીલો, સીમંતને પ્રસંગે પોતાને ત્યાં પોતાનાં કેટલાક ન્યાતીલા ભાઇઓને તથા દોસ્ત આશનાઓને, એ બાબતની ખુશાલી તરીકે જયાફત આપતા હતા અને તે રીવાજની આપણથી ના કહી શકાતી નથી, તોપણ તેની સાથે એટલું તો યાદ રાખવું જોઇએ કે, જે દરજજે તે રીવાજ હાલ એક કર દાખલ તથા ઉડાઉપણાંના પત્રાજી ભરેલા આકારનું રૂપ ધારણ કરી બેઠો છે તેમ તો કોઇથી કહી શકાશે નહીં. વળી તેની સાથે એ રીવાજને તે વખતનાં બધાજ લોકો પસંદ કરી, તેને અઘટીત નોહોતા ગણતાં તેમ પણ હોય એમ નથી. હાલ પણ આપણે જોઇએ છઇએ કે કેટલાક સમજુ તો આવી જમણવારોમાં તેને નચીત સમજી ભાગ લેતા નથી, અને તે વીશેની સાબેતી આપણાં પોતાનાં શાસ્ત્રોથી પણ મળી આવશે. હવે કોઇ સવાલ કરે કે જો એમજ હોય તો, આ રીવાજને આપણાં વડીલો કેમ જારી કરતે અને ચલાવતે? શું તેઓ બેવકુફ હતાં? જેનાં જવાબમાં મારે એટલુંજ કેહેવાનું છે કે કદાચ તેઓ બેવકુફ નહીં હશે, તોપણ એ રીવાજને જન્મ આપ્યાનાં તેઓને કેટલાક કારણો હતાં જે આપણને બીલકુલ નથી. એક તો એ કે આપણી હાલની તથા તે વખતની તેઓની નાણાં સંબંધી હાલતમાં મોટો ફરક હતો, અને તેથી એ રીવાજ તેઓને વધારે અનુકુળ હતો, જે આપણી હાલની સ્થીતીને બીલકુલ છાજતો નથી. બીજું એ રીવાજનું મુળ કારણ એ હતું કે, આ પ્રસંગને એક ખુશ ભરેલો ગણવા કરતાં, આફત ભ-

રેલા ગણુતાં અને હજી પણ કેટલાક વ્રધ અને સમજુ માણસો ને તેને ચાશ તેમ બોલતાં સાંભળીએ છઇએ.

એ રીતે તેને આફત ભરેલો પ્રસંગ જાણી, પેલી અવસર વાળી ઓરતને ખુશી આનંદમાં રાખવા માટે, સુંદર કપડા તથા જેવરોથી શણુગારી ખુશ રાખતા (જેમાં ઓરતો એક મોટુ સુખ તથા લાહાવો સમજે છે) તથા પોતાનાં દોસ્ત આશના તથા કેટલાક ન્યાતીલા ભાઇઓને પોતાને ત્યાં ઉપર મુજબ જમવા નોતરતા, અને તેજ મુજબ પાછળથી પેલા દોસ્ત આસનાઓ પણ પેલી ઓરત તથા બચ્ચાંને સારો અને પુષ્ટી આપતો ખોરાક મળે, એવા હેતુથી તેઓને ઘેર તેડતા અને જે રીવાજ હજી સુધી આપણે ચાલતો આવેલો જોઇએ છઇએ. વળી વધારે સાબેતી એ રીતે જોઇતી હોય તો, જે, એ પ્રસંગે શાસ્ત્ર મુજબ ક્રીયા કરાવવામાં આવે છે તેની પણ મુખ્ય મતલબ તો એજ છે કે દેવતા તથા પોતાનાં પુર્વજોને પ્રસન્ન કરવા અને આ કામમાં શાહાય કરે અને ખેર ગુજારે અને તેને માટે કાંઈ બેરાદ કરવી જોઇએ. અને ભોજનને એક સહુથી ઉત્તમ બેરાદ ગણીને તેના ઉપર ખરા હક ધરાવનારાઓને તથા સુપાત્ર માણસોને શામેલ કરતાં. હવે એ ઉપર સહુથી પેહેલો હક દેવ દેવસ્થાનોનો તથા બ્રાહ્મણોનો તથા તેથી ઉતરતો પોતાનાં નજીકનાં સગાં વાહાલાઓનો છે પણ તે શીવાયનાં બીજા વગર હકવાળાઓને, કોઇ સામેલ કરે, ઇયા કોઇ થાય તો બંધેને માથે સરઓજ દોશ બેસે છે. જેમ કોઈ શખ્સ પોતાનું એક નવું મકાન બંધાવે અને તેની વાસ્તુ ક્રીયા કરી તેનાં ઉપર ખરા હક ધરાવનારાઓને બેરાદ ન આપતા બીજાઓને આપે યા કોઈ લે તો બંધેને માથે દોશ બેસે છે, તેમજ ઉપલી બાબતમાં પણ સમજવું. હવે ઉપલો સીમંતનો રીવાજ, જે ઉપર જણાવેલી ઉમદા અને ઉંડી મતલબોથી તથા આપણાં વડીલોની ઉંચી સ્થીતીને યોગ્ય આવ્યાથી જન્મ પામેલો, તે રીવાજ

આપણી હાલની સ્થીતીને બીલકુલ અયોગ્ય છતાં, તેની અસલ મતલબો ઉપર પાણી ફેરવી તેથી આપણી તથા આપણી હવે પછીની ઓલાદની અગણીત ખરાબીઓ છતાં તેને વળગી રહીએ તો તેમાં શું ડહાપણ ભરેલું તથા આપણાં વડીલોનું માન રાખવા જેવું છે. કદાચ એમ ધારો કે આપણાં વડીલો જેનાથી આ રીવાજ નીકળીયો છે, તેઓ જો આપણી સઘળી ખરાબીઓ ઉપરથી જોઈ શકતા હોત તો તેઓ પણ તેઓનાં રીવાજને આવો દુઃખ કારક અને હસવા જોગ કરી મુકેલો જોઇ તથા તેઓની સારી મતલબો ઉંધી વળેલી જોઈ, મોટા પસ્તાવામાં પડતે. વળી બીજી રીતે જોતાં પણ એ રીવાજ ઘણો હસવા યોગ્ય તથા બેવકુફી ભરેલો થઇ પડે છે, તે એવી રીતે કે, કોઇ પણ વેપારી પોતાનું વહાણ બંદરે પોહોંચ્યા અગાઉ, ભર દરીએ છતાં, જો તે વહાણની સલામતી આપે અને કદાચ તે પાછળથી ખરાબા ઉપર ચહડી ડુબી ગયું અથવા ભાંગી પડયું, તો પેલા વેપારીને લોકો શું કેહેશે.

એજ પ્રમાણે મરણ બાબતમાં પણ જે રીવાજ ચાલ્યો છે તથા હજી આપણે ચલાવીએ છઇએ તેનાં પણ મુળ કારણો અને મુળ મતલબો ઉંધી વળ્યાથી ખરાબીનો કાંઈ પાર રહયો નથી. કેટલાક સમજુ તો આ બાબતની જમણવારોમાં, સીમંતની જમણવારો માફક નકામી ગણી, ભાગ લેતા નથી. કોઈ પણ માણસ—કયાં બચ્ચું—કયાં જુવાન, કે કયાં ઘરડું, ગમે ઓરત, યા મરદ મરે અને તેની પાછળ જે કાંઈ ખરચ કરવામાં આવે તો તે કાંઈજ નહીં પણ તેની પાછળ ખેરાદ દાખલ ગણાવવું જોઇએ અને તેમાં પણ ઉપર જણાવેલા ખરા હકદારો શીવાએનાંને દાખલ કરવાથી દોશ બેસવો જોઇએ.

હવે ઉપર જણાવેલા બંને રીવાજોથી થતી ખરાબીઓ તરફ નજર કરતાં તથા આપણી હાલની સ્થીતીની બાહાર જઇ, વડીલો-

ની સ્થીતી સાથે બરોબરી કરી બીજા તેઓનાં ઘણાંક ખારા રીવાજોને પડતા મુકી, મચકુર રીવાજોને, તેઓથી અગણીત ખરાબીઓ છતાં, વળગી રેહેવામાં, કાંઇ પણ તેઓનું માન રાખીએ છઇએ, એમ કદી પણ સમજવું નહીં, પણ તેમ કીધાથી તો તેઓને, આપણી પોતાની મુર્ખાઇથી આપણી થયેલી ખરાબી તથા પાએમાલીનાં, (અસલ મતલબોથી અજાણપણાંને લીધે, બીજા લોકોમાં) મુળ ગણાંઈએ છઇએ તથા આપણા સંખા દુખોનો દોશ તેઓને માથે નાંખીએ છઇએ. પણ વાસ્તવીક રીતે જો કહીએ તો કદાચ ચાલે કે આપણી જે હાલની દુરદશા જોવામાં આવે છે, તે બીજું કાંઇજ નહીં પણ તેઓનાં નીતી અને ડહાપણ ભરેલા રસમો અને રીતોથી ઉલટા અને બાહાર જવાથી, તેના ફળો અને તેની એક સજા તરીકે છે.

ક્યાં સંસારી કે ક્યાં રાજદવારી, કે ક્યાં બીજી હર કોઇ બાબતમાં, સ્થીતી અને વખતને અનુસરીને હંમેશાં ફેરફાર થતા જોવામાં આવે છે. સંસારી બાબતોમાં જોતાં આપણે પોતેજ આપણા જેવરોમાં, પોશાકોમાં તથા ખાનપાનોમાં, કેટલો ફેરફાર કીધો છે. રાજદવારી બાબતમાં પણ તેમજ જોઇએ છઇએ; આપણી સરકાર પણ લોકોની બદલાતી જતી સ્થીતી અને રીત પ્રમાણે દરેક વર્ષે કાયદાઓમાં કેટલો ફેરફાર કરતી જાય છે, માટે જેમ જમાનાનું ચક્કર હમેશાં ફરતું રેહે છે, તેમ આપણે પણ આપણા સંસારીક સુખ દુખને લગતા રીવાજોમાં ફેરફાર કરતા રેહેવું જોઇએ.

ખુશીની વાત છે કે આગળ જણાવ્યા પ્રમાણે, આપણાં મ્હાસજ તથા મ્હાજનવાળા વીગેરે સદગ્રહસ્થો, કારતેગ શુદ ૫ ની મુદત સુધી કોઇ પણ જાતની જમણવારોને અટકાવવાની તેઓની સુભ કોશીશમાં ફતેહ પામ્યાં હતા. હાલમાં ફરીને લગ્ન શીવાયની, મરણ તથા સીમન્તની જમણવારોનો, હમેશ સુધીનો અટકાવ ક-

રવાને તેઓની કોંગ્રેસ ચાલે છે. પણ ઘણાં પોતાનું હીત ન સમજવાથી તથા કેટલીક ન્યાતોનાં આગેવાનોની તરફથી હરકતોને લીધે, ઉમંગ ભણી ઇચ્છનારા અને સદગ્રહસ્થોનું માન રેહે એમ હું ધારતો નથી.

ઉપલા બંધી નફફટાઈ ભરેલા તથા પાયેમાલી કરનારા રીવાજોનો અટકાવ કરવાની દરએક ન્યાતોનાં આગેવાનોની પેહલી ફરજ હતી, પણ દલગીરીની વાત છે કે તેઓ તરફની આવા કામોમાં થોડીજ મદત જોવામાં આવે છે. આ કામોમાં તેઓની ફરજ છે કે તેઓએ મદત કરવી જોઇએ અને તે તેઓએ જાણવું જોઇએ અને જો તેમ કરવામાં આવે તોજ તેઓ પોતાનું માન મરતબો પોતાનાં ન્યાતીલા ભાઇઓમાં જાળવી શકે. તેઓ તરફથી ચોખ્ખી રીતે આવી ફરજો અદા કરવા ઉપર તેઓનાં સેંકડો ન્યાતીલા ભાઇઓનાં સુખનો આધાર રહેલો છે, એથી તેઓ અંજાણ નહીં હશે, પણ અફશોસની વાત છે કે, આમાનું કાંઇ જોવામાં આવતું નથી. તેઓની ફરજ છે કે પોતાની ન્યાતોમાં કયા કયા રીવાજો કાહાડી નાખવાથી, તથા કયા કયા નવા દાખલ કરવાથી, લોકોનું ભલું થાય છે, કેવી રીતે મુશકેલી પડતી દૂર થઇ શકે છે તથા કજીઆ કંકાસનાં મુળો કેવી રીતે જડમુળથી ઉખેડી શકાય છે, તે ઉપર તેઓએ ધ્યાંન આપવું જોઇએ. અને જો એ પ્રમાણે તેઓની તરફથી પોતાની ફરજો બીનપક્ષપાતપણે, તથા નીર્મળ મનથી બજાવવામાં આવી હોત તો, તેઓના દર એક ન્યાતીલાભાઈઓની પ્રીતી તથા માન તેઓ મેળવ્યા વગર રેહેત નહીં. પણ તેવી રીતે નહીં વર્તવાથી, તેથી ઉલટું જોવામાં આવે છે. બંધે પક્ષવાળાઓને એક બીજાઓનું અપમાન કરતાં, ચીથરાંફાડતા તથા એક બીજાઓની તરફ અદેખાઈ તથા કીનાંઓની નજરથી જોતાં ઘણું કરીને સઘળી ન્યાતોમાં હમેશ જોવામાં આવે છે. અને વાસ્તવીક રીતે જો કહીએ તો બધી ખરાબીઓનો ઠેકા

ઉપર મુજબ અદા નહીં કરનારા કેટલાક આગેવાનોને ઘટે છે. હવે બીજી રીતે જોતાં, આવી બાબતોમાં ફરજ અદા કરનારા કેટલાક આગેવાનોથી, બીજા દેશોમાં અને મુખ્યત્વે કરીને આપણી ઉપર રાજકરતાઓનાં દેશોમાં, લોકોની સ્થીતીમાં કેટલો મોટો ફેરફાર થયલો જોઇએ છઇએ. તેઓમાં જેવી જુદી જુદી મંડળી, વા સભાઓ હોય છે તેમજ આપણામાં દર એક જાત અને તેના ઉપરીઓ સમજવા. પણ ઉપર જણાવ્યા પ્રમાણે, ઉપલા દેશોના લોકોની સ્થીતીમાં જે સારો અને મોટો તફાવત જોવામાં આવે છે, તે તેઓનાં આગેવાનોની સમજ શક્તી અને વર્તણૂકો ઉપર આધાર રાખે છે.

ઉપર મુજબ કહેવાની એક સાબેતી અને દાખલા તરીકે કહેતા, હાલ આઠ દશ વર્ષની વાત ઉપર, સીંધ પ્રાંતમાં એક ઠાઠા નામનાં શેહેરમાં, ત્યાંની મુસલમાન કોમમાં આપણા જેવાજ કેટલાક રીવાજો તેઓનાં વડીલોથી ચાલતા આવેલા હતા, અને તેઓમાં પણ આપણી માફક, અસલ રીવાજોને બરાબીનું ડરામણું રૂપ આપી દેવાથી, લોકોની હાલત છેક દુરબળ થઈ ગઈ હતી, જે ઉપરથી તે જમાતનાં કેટલાક આગેવાનોએ તે તરફ ધ્યાન આપી, તેમાંના કેટલાક રીવાજોને જડમુળથી કાહાડી નાંખી તથા કેટલાકોમાં ઘટતો ફેરફાર કરી ઘણાં સારાં ફળો નીપજાવ્યાં અને તેઓની આ તારીફ લાયક કોશેસને માટે સરકાર તરફથી પણ સારી સાબાશી મળી. જેની વીગત સાથેનું એક ચોપાનીયું પણ છપાઇ બાહાર પડવામાં આવ્યું હતું.

હવે ટુંકમાં, આપ સાહેબોનો વધારે વખત ન રોકતાં એટલુંજ કેહેવા માંગુ છઉં કે આ કામમાં સંધા સાહેબોએ એક દીલ થઈ, આપણા ધર્મગુરૂ અને આપણી કોમનાં બીજા આપણું ભલું ઇચ્છનારા સાહેબો, આપણા સારાને માટે જે આ ફુલ કામ પાર પાડવાને આટલી તસદી લે છે, તેઓને તેમાં મદત કર-

ની જોઇએ; અને જેમ ઉપર જણાવેલી બાબતમાં મશહુર શેહેર-
નાં આગેવાનો પોતાનાં કામમાં ફતેહ પામ્યાં હતા, તેમ આ કામ-
માં પણ મને ઉમેદ છે કે, તેમ થશે.

બીજી તરફ વળી આ કામ ઉઠાવનાર સાહેબોને પણ મારી તરફની ભલામણ છે કે, જે કામ તમોએ હાથ ઉપર લીધું છે, તે કામમાં ગમે તેટલી હરકતો પડે તથા લોકો ઉપવાદ સાંભળવામાં આવે તોપણ તે ઉપર કાંઈ ધ્યાન ન આપતાં, હાથમાં લીધેલું કામ છોડવું નહીં, કેમકે હાલ તો કદાસ કેટલાક લોકો તમારી કામની કદર, તેઓની બેસમજ અને હઠીલાઇને લીધે જાણી શકશે નહીં, તોપણ પાછળથી તેના સારા ફળો આવ્યાં પછી, તેઓ તથા તેઓની પછીની ઓલાદ તમને કદી ભુલશે નહીં, એમ હું ખાત્રીથી કહું છઉં. જેમ એક માબાપ, પોતાનાં બચ્ચાંનો રોગ કાહાડવા માટે તે બચ્ચાંની ઓસડ પીવાની હઠ અને તોફાન સામું ન જોતાં તેના ભલાને માટે થોડો જોર જુલમ કરે-છે, જેની કદર તે બચ્ચું પાછળથી સારૂં થયા પછી સમજે છે, તેમ આ કામમાં પણ જો અગત્ય પડે તો (બને ત્યાં સુધી સમજુતીથી રાજી રાખી) કોઈ પણ તેવા ઉપાયથી હરકતો દુર કરવી. પણ આશા છે કે આ શુભ અને લોકહીતકારી કામમાં, કોઇ પણ શખસ યા શખસો, પોતાનાં હજારો ન્યાતીલા ભાઇઓના લાભની તથા દુઃખ ટાળનારી બાબતમાં, આડા પડી એક નીર્દય અને બેસમજનો પોતાને માથે અપજશ ન લેતાં, ઉંડી નજરથી પોતાનાં ખરા દીલથી મદત આપશે.

હવે આ ભાષણ બંધ કરતી વખતે દર એક ન્યાતોનાં આગેવાન સાહેબોને, મારી છેલ્લી અને ફરીને એટલીજ ભલામણ છે કે તમારી માહોમાહેની જો કાંઈ પણ તકરારો હોય તો હાલ તમે એક કોરે મુકી, આ કામમાં તમે પેહેલ કાહાડો કે જેથી બીજી આપણી હીંદુ ગ્નાતીનાં આગેવાનોને પણ તમારો દાખલો